મનહુર ગરબાવળી કીમત ૪ આના.

# રમુજી ગરબા સંગ્રહ.

સર્વેને વાંચવા લાયક પસંદગી

પામેલા ખુશ મન ગરબા.





પ્રસિદ્ધ કરનાર

એમ. જે. પોસ્ટવાલા

નાણાવટ—સુરત.

સુરત "ખોદાબક્ષ" પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪



કીમત ૨ આના.

૫૭૯૯

# રમુજી ગરબા સંગ્રહ



## ગરબી.

### ગોપી અને દાની વચ્ચે ઝઘડો.

**ગોપી**—તમે અજાણ્યાં હમે જાણીએરે,
મારો પાલવડો શીદ તાણીયોરે,
તમે સમજીલો મેન ગાંયરે સામળીયા, વાલા શેની વેગળા

**દાની**—નારી શું રે સમજાવે તું મુજનેરે,
હું તો નહીં રે જવા દઉં તુજનેરે,
તારી મટકીને રાખીશ બાંહીરે મહીયારી, રાધા દાની દાણુ શું

**ગોપી**—અલ્યા બાંહે શું મોડે સામળારે,
તારા કરના ઉતારીશ આમળારે,
ઉપર છે કંસનું રાજરે સામલીઆ, વાલા—૧

**દાની**—નારી કંસ થકી શું થાય છે રે,
એવા કંઈરે આવ્યા કંઈ જાય છે રે,
તારા ઉરનો ઉતારીશ હારરે મહીયારી, રાધા—૨

**ગોપી**—અલ્યા હૈડાનો હાર તુટશેરે,
મારા માથાની લટ છુટશેરે,
મારી સાસુડી દેશે ગાળરે સામળીયા, વાલા—૩

૫૮૯૮



**દાનો**—નારી આળ ને ગાળ કોનેચડેરે,
નારી લેણું હાયતો તે લડે રે,
તારા ઘરમાં નથી કંઈ કામરે મહીયારી, રાધા—૪
**ગોપી**—અલ્યા કામ શું કહીએ વીઠલારે,
મેંતો તુજ સરખા બહુ દીઠલારે,
મેલો મેલોની મારો હાથરે સામલીયા, વાલા—૫
**દાનો**—નારી હાથ ન મેલું તાહેરોરે,
આ બ્રીજમાં અમલ છે માહેરોરે,
હવે દાણ મેલ્યાં કેમ જાયરે મહીયારી, રાધા—૬
**ગોપી**—અલ્યા દાણી તો કાળા કહાવીઆરે,
મુકી મથુરાંને ગોકુળ આવીઆરે,
ચારી નંદ રાએની ગાયરે સામળીઆ, વાલા—૭
**દાનો**—નારી ગાય ચારે સું થાયછેરે,
આપણા બેહુના કારજ થાયછેરે,
એમાં આગલીઆં નવ હોયરે મહીયારી, રાધા—૮
**ગોપી**—તમો મનમાં ન આંણોપણ વીઠલારે
મોણા માણસને લાગે ઘણારે
તમને લંપટને નહી લાજરે સામળીયા વાલા—૯
**દાનો**—એવી લાજ ધરોછો સુંદરીરે,
તારે મહી વેચવા શીદ નીસરીરે,
શીદ આવી હમારી વાટરે મહીયારી, રાધા—૧૦
**ગોપી**--હમે હઈઆ તે દાહાડી આવતારે,
હમે જતા તે દાણ ચુકવતારે,
તમે સખી રૂઘનાથના સ્વામીરે શામળીયા, વાલા—૧૧

## ગરબી

### સ્વામીની જુદાઇ.

(રાગ) ગીરધારીરે વાત કહું ચું વિચારો

મરા સ્વામીરે આવીરહો મુજપાસે, તમો આવેથી સંકટ જાશે;
નથી મળ્યારે આજ થયાં દસ માસે, તમ વિના રહું છું ઉદાસે.

ઝુલ.

સ્વામી શેજ પડીછે સુનીરે, હું દાશી તમારી જુનીરે,
એવા કોન મળ્યાછે મુનીરે, દુઃખ મોટું રે લાગ્યુંછે આ અવારી
તમો આવેથી સંકટ જાસે.

ઘણા લખ્યારે પત્ર તમોને સીધાં, નહીં ઉત્તર તેનાં દીધાં,
બીજા કાંઇરે સુખ નહીં મેં લીધાં, તેમ મધુર મધ નહીં પીધાં.

ઝુલ.

પ્યારા આવો રૂઠીએ ચાંપુરે, મારી આંખથી અલગા ન રાખુંરે
વળી હેત કરીને ભાખુરે, નાથજીરે હાથ જોડી રહીસ પાશે
તમો આવેથી સંકટ જાશે.

નથી કહેતીરે મારા પ્રાણજીવન, શું છે આપ વિના મારૂં તન.
દયા લાવીરે નાથ ખુશી કરો મન, મને ખોટું લાગે આ ભુવન

ઝુલ.

નાથ નારીપર એ શું રીશરે, હું નામીને કહું છું શીશરે,
મુંને વર્ષ થયાં છે વીસરે, રચી ગરબીરે હેતે રણછોડદાસે,
તમો આવેથી સંકટ જાશે.

## ગરબો

મળજો મળજો મળજોરે, મારા સ્યામ કાલે મળજો;
મને દીધાં વચન તે કરજોરે — " —
પીતળ લોટા જળેરે ભરાવું, દાતણને પસે મળજોરે—મા.
ચીની ચલાણા તેલેરે ભરાવું, મરદનને મસે મળજોરે—મા.
તાંબા કુંડી જળેરે ભરાવું, નાવણને મસે વળજોરે—મા.
બાર બત્રીશી રસોઇઓ કરાવું, ભોજનને મસે મળજોરે—મા.
લવીંગ એલાચીને પાનસોપારી, મુખવાસને મસે વળજોરે—માં.
સાગરીસમના ઢોળીઆ ઢળાવું, પોઢણને મસે મળજોરે—મા.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણકમળ ચીત્ત ધરજોરે—મા.

---

## ગરબો

હાંરે રશીઆ મને જાવા દીજે, હાંરે તારૂં દાણ થાય તે લીજે—ટેક
હાંરેહુંતો ગોકુળનીરે બ્રીજનારી, હાંરેહુંતો મહી વેચવાને ચાલી
વાટડીએ આળ ન કીજે, રશીઆ મને જાવા—૧
હાંરે હુંતો ભીખુ ભાણાની છોડી, હાંરે મારે માથે મહીની ગોળી
લ્યો ખાટાં ગોરસ પીજે—રસીઆ—તારૂં દાણ—૨
હાંરે મારી સહુળીસાહેલી સૌ ચાલી, હાંરે મનેઘેરી ઉભાગીરધારી
મારગડે ધુમ ન કીજે—રશીઆ—તારૂં દાણ—૩
"મીરાં" કહે પ્રભુ ગીરધર નાગર, તન મન ધન અરપણ કીજે,
રશીઆ—તારૂ દાણ—૪

## ગરબી

(રાગ) ગીરધારીરે વાત કહુંછુ વિચારો.

ઘણા ન્યારીરે વિઠલજીની જોઇ, તારી મોરલીપર હું મોહી,
ચાલ દેખીરે સુધબુધ મેંતો ખોઈ, હું ઘણું ઘણું કરી રોઈ,

ઝુલો.

સખી સુંદર છબી છે ન્યારીરે, મારે પ્રેમ તણી એ કટારીરે,
હું જોઈ રહીછું ધારીરે, લેહ લાગીરે તાહરી મને બસ જોઈ
તારી મોરલીપર હું મોહી.

દંત રેખારે દાડમ કળીની જોડ, નહીં કુંડળમાં કંઈ ખોડ,
ગળે માળારે ચાલંતાં ચમકોડ, હાથે બાજુબંધની સોડ

ઝુલો.

ચાલે લટકેથી લાગે હાલારે, હસી મનમાં ગયા છે વાલારે
હસી બોલો વીઠલલાલારે, તમ વિનારે જોવું ન બીજો કોઈ
તારી મોરલીપર હું મોઈ

પ્રીતમજીરે પ્યાર લગાડી કયાં જાશો, તારે મારે ઝગડો થાશે,
વળી એમરે મોરલીમાં તું ગાસે, હવે તુજથી બાજી રમાસે

ઝુલો.

મારી આશા પડશે પુરીરે, જુવો તક મળી છે રૂડીરે,
હું રહીછું તમથી અધુરીરે, ઉભી મરાણેરે આપને રહીછું જોઈ
તારી મોરલીપર હું મોઈ.

## સુરતના બાગનો નવોજ ગરબો.

જુવો જુવોરે સુરતનો બાગ, જોવા જેઅવો છે,
આવ્યો તાપી નદીને ઘાટ, તરે'હવાર મેવા છે.

દરવાજાની શોભા ન્યારી, ફરતો પુસ્તો બાંધીરે,
ઘર તોડાવ્યા નાણાં આપી, લીધો કકડો સાંધી—જોવા૦

દેહરૂં રહ્યું છે જૈન ધરમનું, જુવો બાગની થડમાંરે,
શ્રાવક લોકો નથી આપતાં, પડયા છે એની વચમાં—જોવા૦

મેહેનત લેય છે ઘણા ગ્રહુસ્થો, બીજા ઓધ્ધેદારરે,
પઈસા ખરચે બાગની અંદર, માયાળુ સરકાર—જોવા૦

સડક મોહટીછે ગાડા જવાની, ને ફરવાની ચોમેરરે
નાહના મોહટા ગાળા પાડી, કીધી ગોઠવણ રૂડીપેર—જોવા૦

બંગલીઓ વચમાં બહુ દીપે, પક્ષી કરે કલોલરે,
ફરતી જાળી નાંખી દીધી, સુંદર સુણતાં બોલ—જોવા૦

ફુલ પાંનની સોડમ સારી, દરદીનું દુઃખ જાયરે,
જાત જાતના છોડ વિલાતી, જોઈને વિસ્મય થાય—જોવા૦

આડી અવલી કમાન મુકી, ચઢાવ્યા ઉપર વેલારે,
લુમકે ઝુમકે દરાખ ફુટી, બાજુ લટકે કેલા—જોવા૦

દાડમની આ શું કહું શોભા, વર્ણવ્યું નવ જાયરે,
ખાટાં મીઠાં લીંબુ જોજો, નાળીયરી શોભાય—જોવા૦

ગુલાબના છે છોડ ઘણાને મોગરાનો નહીં પારરે,
લાખોં તરેહના ફુલ પડયા છે, કહેતાં આવે વિચાર—જોવા૦

ફુટે ફુવારા સાંજ પડેને, માલી કરે પોકારરે,
ટબક મુકયું છે માથા ઉપર, ને ઉભી કાળી નાર—જોવા૦
બેસવાની બીરાજે ખાસતી, લોકોને બહુ સુખરે
હાલતાં ચાલતાં બેસી જાતાં, કપાય સઘલાં દુઃખ—જોવા૦
વર્ણન અગાડી કરવા બેષું નહીં આવે કંઇ પારરે,
રણછોડદાસે થોડું લખ્યું, બતાવ્યો છે સાર —જોવા૦

---

## ગારબો.

આવીરે રૂડી શરદ પુનેમની રાત, કે મોરલી વગાડે દીનાનાથ.
—ટેક,

મોરલીરે વાગી મોહન તારી, મેં તો સાંભળી મારીજાત—મોરલી
વાંસલડી એક વાંસનો કટકો, કાનુડાના એ મુખનોરે ચટકો;
આવડો શો લટકોરે હાથ—મોરલી વગાડે દીનાનાથ.
રડતાંરે છોકરાં ઘરમાંરે મુકયાં, નિંદ્રા થકી હમો સર્વેરે ચુકયાં;
મેં તો સાંભળીરે મારી જાત—મોરલી વગાડે દીનાનાથ.
જાદુ કપટની વિદ્યારે એમાં, એક તરફથી ઘાલીછે ગોમાં;
વાગે મોરલીનો જીનો સાદ—મોરલી વગાડે દીનાનાથ.
ચન્નીમાં ચિત ચોર્યું પ્રભુએ, વાહલાએ બોલાવ્યાછે હમને;
સુનાં ઘરમાં છે સ્વામી આજ—મોરલી વગાડે દીનાનાથ.
અવળીરે કાંચલી અવળા ઘરેણા, આંખ થઇછે લાલ કરેણા;
મારે મેહણુ કાહના આજ—મોરલી વગાડે દીનાનાથ;
કહે રણછોડ ચીત સમજી ચાલો, કુંજગલીમાં વસેમારો વાહલો
તેને ઝાલ્યોછે જમણો હાથ—મોરલી વગાડે દીનાનાથ.

## નળ રાજાનો ગરબો.

(બરાનપુરી રાગમાં.)

કે રાજા નળ નું આખ્યાન, સેજો ધરી તમે ધ્યાન,
દમયંતી સોયમવર કહું તુજને.

કે નઈસદ દેશનો નળ રાય, તેતો મરગ્યા રમવા જાય,
લાવ્યો ત્યાંથી જનાવર એક હંસને.

હંસ કેહેવા લાગ્યો ત્યાંજ, મને છોડી દો માહારાજ,
મારી નારી રૂએને શું કહું તુજને.

સો સો પુત્રની છે માત, મળું જઇને તેની સાથ,
વચન આપ્યુ નળને હાથ હંસ ઉડી ગયો.

કે હંસ ઉડયોરે આકાસ, પોંચ્યો નારીની તે પાસ,
એ ત્રણ દીવસમાં આવ્યો રાજા કને.

### સાખી

હંસ રાજા ઘેર આવ્યા, તેને હરખ હૈડે ન માય,
વાહન હંસ બ્રહ્મા તણું, તેને નાતે કેમ કહેવાય,

આપું વચન હું તુજને, એમ કહે છે રાજા હંસને,
તું લાવની કન્યા સોધી-ને

હંસ ઉડયો ઉડયો જાય, સોધ્યા સ્વર્ગ પાતાળ માંય,
ત્યાંથી આવ્યો કુંડળપુર નગરીમાં.

કુંડળપુરનો છે જે રાય, રાજા ભીમક તે કહેવાય,
તેની પુત્રી કુંવારી એક દમયંતી.

તેતો કુંવારો કહેવાય, રેહેછે વાડીની તે માંય,
જઈ બેઠો છે હંસ ઝાડ ઉપરે.

નળનાં કરે છે વખાણ, થયું કુંવરીને જાન,
એવો નર બોલે છે કોન વાડીમાં.

## સાખી

દમયંતીએ દાસીને કહ્યું, જુવો કોન બોલેછે વાડીમાંય,
નરતે એવો કોણ છે, વળી કેમ કરીને ઓળખાય.

દાસી ફરતી આવી ભાળી, હંસ બેઠો નીચી ડાળી,
બાહુએ હાથે રહીને પકડાઇ ગયો.

ચાંપ્યો નારીએ રૂદેહ સાથ, પછી પુછી નળની વાત,
એવા નળ કુંવારા કેમ રહ્યા.

હંસ લાગ્યો કેહેતા વાત, કુંવરી દમયંતીની સાથ,
તેના તેજ થકી તે રવી ઝાંખો થયો.

વચન નારીનું તે લઇ, હંસ ઉડયો છે તઈ,
પાછું ફરીને નઈસત દેસ ગયો.

## સાખી

રાજા ભીમકની કુંવરી, તેની પતલી સરખી કાય,
ત્રણ ભુવણમાં ફરીવલયો, એવી કન્યા નહી દેખાય.

તેના તેજ તણો નહીં પાર, તમે કરો શું વીચાર,
પરણો જઇને કન્યા દમયંતી.

નારદમુની જે કહેવાય, તેતો દેવ સભામાં જાય,
જઈ કહ્યા સમાચાર ઈંદ્રને,

વાયુ વરૂણ અગ્ની આવ્યા, સાથે જમ રાજાને લાવ્યા,
કીધાં ચરીત્ર ઘણા રાચે છળવાને.

આરે ભમા તેતો થયાં, પછી નારદ કને ગયા,
તું કન્યા પરણવા દે હમને.

## સાખી

પાંચે મંડપમાં ગયા, પાંચે નળનું રૂપ ધરી;
આવી હુતી વરમાળા રોપવા, તે ગઇછે પાછી ફરી

પુછે કુંવરી પીતાને વાત, આરોપુ માળા કોની સાથ,
અહીં આવ્યાછે પાંચે નળ બની.

કુંવરી ફરતી આવી ત્યાંજ, નળ રાજાની પાસ,
વરમાળા આરોપી નળ રાજાને.

શ્રાપ એક એકને દીધાં, વાઘ વાંદર રીંછ કીધાં.
પછી દેવ સભાની માંહે ગયા.

ગયા દેવ સભાની માંય, તેતો ઓસીયાળા થાય,
મેહેણાં નારીઓ ઘરની દેયછે ઘણાં.
ગાયું ગાનારાએ ઠીક, સાંભળનારને લાગે બીક,
એતો કળજુગ વાપ્યો નળ રાજાને.

---

## ગરબો

મા તું પાવાની પટલાંણી કે કાળી કાળકારે લોલ
મા તારે ડુંગરડે ચડવું કે અતીઘણું દોહેલુંરે લોલ—૨

મા તારી પ્રદક્ષણા ફરવીકે, વરણવ શું કરૂ રે લોલ—૩
વીસવારો તપ કરવા બેઠા કે, દેવ મુની થયારે લોલ—૪
આવું રૂડું ચઉદું ચાપાનેરકે, ચઉટે ચઉદ મલ્યારે લોલ—૫
ત્યાં કંઈ આતાતા ગરબાકે, માજી આવીઆંરે લોલ—૬
રાજાજીએ છેડલો ઝાલ્યો હાથકે, મા પરસન થયાંરે લોલ—૭
માગ માગ ઘોડાની ઘોડાર કે, હાથી જુલતારે લોલ—૮
માગ માગ તોપોની તોપખાંનકે, જંજાળ અતીઘણીરે લોલ—૯
માગ માગ દક્ષણ સરખાં દેશકે, કીલા અતીઘણારે લોલ—૧૦
માગમાગ ગુજરાત સરખા દેશકે, ભદર બેસણારે લોલ—૧૧
માગ માગ ચારે ખંડના રાજકે ચાંદો સુરજ તપેરે લોલ—૧૨
માગું માગું એટલડું વરદાનકે, મારે મોહોલ પધારીએરે લોલ—૧૩
ફટ ફટ પાવાના રાજનકે, એ શું માગીયુંરે લોલ—૧૪
આજથી છઠને છમાસેકે, મુળ તારૂં જશેરે લોલ—૧૫
એમકહી માતાથયાં અલોપકે,રાજાજીએ હાથ ઘસ્યારેલોલ—૧૬
મુગલે ચડાવી છે ફોજ કે, ધડપાવા ભણીરે લોલ—૧૭
દરવાજે ઉભા છે છડીદાર કે, કોઈને પુછીએરે લોલ—૧૮
કે રાજાજીએ ખોદાવીયું તલાવ કે, પાણી નવ નીસરૂરે લોલ—૧૯
કે મુગલે ખોદાવીયું તલાવકે, જળ દુધે ભરયાંરે લોલ—૨૦
માજીનો. એવોછે મહીમાએ કે, કવી કહી નવશકેરે લોલ—૨૧

## ગરબો

મોહોલે પધારો માહારાજ, મણીગર મોહોલે પધારો,
નારી જુવે છે વાટ, મણીગર,—
મારો શોરે થયો અપરાધ, મણીગર,—
રૂદન કરે રાધા નાર, મણીગર—ટેક
શીશો ભાંગ્યો શાંધતાં, મન ભાગ્યું કુવેણ,
મોતી ભાંગ્યું વીધતાં, તેને નહીં શાંધો નહીં રેણ—મણીગર.
સોનું કરીને સાચવ્યું, કરમે નીકળ્યું કથીર, ચીંતામાં ચતુરાઇ ઘટે,
મારા સોસો સુકાણા સરીર—મણીગર.
શ્રી કૃષ્ણજીએ ગાડાં જોતર્યાં, માહે ભર્યાં છે કસંબી રંગ,
પરણ્યો હોએ તે સાટવે, મુને રાતા ચુડલાની ખંત-મણીગર
ચંદા તુજને પુંજતી, કરતી આદીતવાર, ઘડીએક મોડો ઉગજે,
મારા પીયુ મલાવણહાર—મણીગર
સાહેલી સાગર ઉલટયો, માંહે રત્ન તણાયાં જાએ,
કરમહીણ ભરે મુઠડા, તેના સંખલે હાથ ભરાય—મણીગર
જોબન જાતાં જાણતી, કરતીજ મોઘાં મુલ, થોડું થોડું રાખતી,
જેમ માલણ રાખતી ફુલ—મણીગર
સેરી ભલી પણ સાંકડી નગર ભલાં પણ દુર,
નાવલો ભલો પણ નાધડો, તેનું જોબન જાએ ભરપુર-મણીગર
સાંકડી સેરી સજન મળ્યા, સાથે છેલ બેચાર,
કાંટાની મસે હું નમી, તમે માની લેજો ઝવાર—મણીગર

ડુંગર ઉપર દવ બલે, નદી કરે પોકાર, ચતુર હોએ તો ચેતજો
મુરખ કરે વિચાર—માણીગર
કોણે હીમાલો સેવીયો, ને કોણે સેવી આગ,
કોણે કરવત મુકાવીઆં તે કઈ નારીને કાજ—મણીગર
કાથે હીમાલો સેવીઓ ને ચુને શેવી આગ,
સોપારીએ કરવત મુકાવીઆં તેતો નાગરવેલને કાજ—માણીગર
પ્રીત એશી કીજીએ, કે જેશો ટંકન ખાર,
આપ જલે પર રીજવે ભાંગ્યા સાંધે હાડ —માણીગર
મીત્ર મીત્ર સબકો કહે, ને તાળી મીત્ર અનેક,
બીપત પડે સીરપર લહે, એ તો જુગમાં એક—મણીગર.
નારી જુવેછે, મારો શોરે થયો. રૂદન કરેછે રાધા નાર—મણીગર

---

## ગરબો

હારે જમુનાને તીરે મારો વાલો, મોહનજીને જોવા ચાલોરે—ટેક
મોર મુગટને કાનેછે કુંડલ, મોહન મોરલી વાલોરે—જમુના.
આજ એકાંતે મલોરે છગીલા, ઘેરીને ઘરમાં ઘાલોરે—જમુના.
ફરી ફરી એવો લાગ ન આવે, તમે મનશા દેહમાં ચાલોરે
—જમુના.
"મીરાં" કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ ચીત ઘાલો
જમુના.

## ગરબો

.ટયોરે સજની, આવી રૂડી રમવા સરખી રજની,
તાંરે હેલી, ઘરનો સઘળો ધંધો મેલી,
અન, વાલાજીની મોરલીમાં આણંદ.
ારે વાજે, તેતો મારા રૂદે કમળમાં છાજે,
..છોરે મેલી, તમે મારા બાળપણના બેલી
ાર મહી વેચવારે જાવું, તમારે ગોરસ લુટી ખાવું,
વદરાવનનીરે વાટે, વાહલા મારા ઉભા જમનાને ઘાટે,
માથેથી મટુકીરે લીધી, વાલે મારે ઉભા રહીને પીધી.
દરીઓ જોઆરે ડોહોળી, તાંથી એવો હીરલો લાવી ખોળી,
દાસ ભોવનમારે સ્વામી, તનમન સોંપુ અંતર જામી.

---

## ગરબો

માણેકઠારીની મજાહ.

આજકી માણેકઠારીયા, મોહનજી આજકી માણેકઠારીયા-ટેક
દુધપઉઆ ઓર રાઈતીકેરી,ઉપરથી ગુવાર વઘારીયા-મોહન-૧
બરફી પુરી આદાચીરી, ઉપરથી લીંબુ ખટાઈયા-મોહન-૨
સેવ,કંસારને કારેલાં કટોળાં,ઉપરથી સુરણ સવાદીયાં-મોહન-૩
મીરાંકહેપ્રભુ ગીરધર નાગર, ભાવે કરીનેઆ રોગીયા-મોહન-૪



# જાહેર ખબર.

— આનો મોકલી નીચલી ચોપડીમાંથી કોઇબી ૧ મંગાવે
ઇંદરસભા ૦।, શુકનવલી ૦।, ભગવત સ્મરન ≈,
સંગ્રહ ૧ લો ૦।, ઘરખરચની ચોપડી=, હાવરડ પ્રીમરના ગુ
જરાતી તરજુમા સાથે ૦।, કોરી પાનાની પોકેટ બુક =, સ્તો
ત્ર આવતનામા ૦।, ગુણશગ્રહય ૦॥. સામટો સટ ૦।

= આના મોકલી નીચલી કોઇબી ૧ ચો.
ટુચકા સંગ્રહ રજો ભાગ ૦॥, કલગી
તોહફ ૦॥, હોરાંપજીના દીકરાઓની વારતા
સંગ્રહ ૦।, સામટો સટ મંગાવનારે ૦॥=

≈ આના મોકલી નીચલી ટીપમાંની કોઈબી ૧ ચોપડા મગા.
પાકદામન પીરોજા ૦।=, ઉસ્તાદી ગાયણ ૦। =. સ્રી ચરીત્ર
ની વારતા ૦।—, કાવ્યદોહન ૦॥, ખોદાબક્ષાની પેહલા પુસ્તકની
કીમત રૂ૧) સામટા સટનો રૂ૧

૦।= આનાની ટીકીટ મોકલી નીચલી એક ચોપડી મંગાવો
આરીવાગાન નાટક રૂ. ૧), અભીમન્યુનો ચકાવો રૂ.૧), મડાપચીશી વારતા
૦॥ છપલી ૪ ચોપડી સામટી મંગાવનારે રૂ. ૧) મોકલવો.

---

# અજબ! અજબ!! અજબ!!!

## લવાજમ વરષે રૂ૦।, ટપાલ સુદ્ધાં રૂ૦॥.

આ માસિકમાં વાર્તાઓ, નસિયત, નિબંધ, નાટકો, ગાય-
ણો, રમુજી ટુચકાઓ, વધુદક વિષ્યો, તથા તરેહવાર ગ્નાન સાથે
ગમત આપે એવા સસ્કૃત શ્લોકોના ગુજરાતી અરથ સાથ
સમજાવવામાં આવે છે. તે ઉપ્રાંત ફુરસદને વખત ગમત પડે
એવી ઈનામની બાજીઓ મુકવામાં આવે છે.

જાહેર ખબરનો ભાવ—જાથુક માટે દરમાસની એક
લાઇનનો એક આનો. હેન્ડબીલ વેંહચામણી રૂ.૧)

એમ. જે. પોસ્ટવાલા, નાણાવટ, સુરત.